# નવો
# હરીસચંદ્ર તારામતી
૨૦૩૧ નાટક
શુધ્ધ ગુજરાતીમાં

## જમનાદાસ હરજીવન
નો રચેલો

હીંદુ ગનાન શુબોધક નાટક મંડલી માટે,

દોહીરો

પ્રેમા રૂપી અમરતછે પીઓ જેને હોય પ્રેમ
* સાગર ભરોનીરથકી ગાગરનાની તેમ. *



**મુંબઈઃ-**

પારસી પ્રીન્ટીંગ પરેસમાં છાપીછે.
મુંબાદેવી રોડ, ચોકસી બજાર.

સને ૧૮૮૪

**કીંમત ૮ આના.**

# પ્રસ્તાવના.

મુખ્ય આ નાટકની વસતુ સાસત્ર ઉપરથી લેવામાં આવીછે તે રામાએન વાલમીકના અરણ્યકાંડ ઉપરથી તથા કવી વીસણુવદાસના જોડ હરીસચંદ્ર આખ્યાન ઉપરથી ટુકમાં સાર લઇને નાટકના રૂપમાં લખયુંછે. બીજા પણ ઘણા એક સાસત્ર અને પુરાણમાં હરીસચંદ્રની કથા વેણુવીછે તે ઉપરથી મારૂં મતી ગ્નાન પ્રમાણે લખીને ત્યાર કરીયું છે, તે મેં રચીને હીંદુ જ્ઞાન શુબોધ નાટક મંડળીને અરપણ કરીયુંછે એ રચનાર એક કોમન ગુજરાતીનો અભ્યાસીછે, તે સરવે કવીજનોને વીનતી કરીને આ પુસતક અરપણ કરેછે તે ઉપર ધ્યાન લઇને ઉતેજન આપસો એવી અસા રાખેછે.

# નાટકના પાત્ર.

---

ઇન્દ્ર ..................સ્વરગ લોકનો રાજા

હરીસચંદ્ર..............અયોધ્યાનો રાજા

તારામતી..............તેનીસ્ત્રી

રોહીતાસ્વર ...........હરીસચંદ્રનો કુમાર

સત્ય કીરતી...........તેનો પ્રધાન

શુરસેન ..............તેનો સન્આપતી

વીસવામીત્ર ...........એક રૂસી

વસીસ્ટ..................એક રૂષી હરીસચંદ્રનો ગુરૂ

નારદ ..................એક મુની

અગ્નીસેન..............એક બ્રામણ

નક્ષત્ર ..................એક વીસવામીત્રનો દાસ

સંકર શુંદર શીવ .....બ્રામણના પુત્ર

શીકારીઓ કનચુકી પરીઆં દરબારીઓ સીપાઇઓ વગેરે

## ઈસ્વર પ્રાથના

### કલાવતનીઓ

(બનજારા) એ રાહ

અમે બાલ મલી ગુણ ગાયે- પ્રભુ પડીએ તાહારે પાએ
તુ કરજે અમારી સાયે- વધારજે બાલ મહી માએજી
પ્રભુ ગુણ અમે તારા ગાયે —પ્રભુ
ગજ ગ્રડનો બધની વારો- રાયહી રાણા કર પમારોજી
ઉગારો દાસ વધારો મહી માએ —પ્રભુ
ધ્રુરૂ પતીના ચીર તે પુરા- કાલા ગ્રડમા પડ વઉ ગારાજી
દાસ જાની બેઠા રથ માંએ —પ્રભુ.

## ઈસ્વર સતુતી

### સરવે મલીને

(પ્રભુ મેહર કર) એ રાહ

પ્રભુ વીસવ કરતાર- તમો દીન દયાલ
બુધી ધારા તારા- નાહીલીએ અપાર —પ્રભુ
ભરીયુ જુગત ધામ- ખાલી નહી કોઇ જામ
કામ અદ ભુત કીધ- પ્રભુ તે નીરધાર —પ્રભુ
છોજી દીન દયાલ- જાણીતા અપાર-
નમન કરીએ તુજને- નમ વારાં વાર —પ્રભુ
અમને તુજ આધાર- આપો હસરી તાર
હીમત આપો અમને- કરજો હમારી સાર —પ્રભુ

# અંક પેહેલો પ્રવેસ પેહેલો
## સ્થલ ઈંદ્રની દરબાર

**સબજપરી** **ગાયન**

(બનજારા) એ રાહ.

તમે દેવન રક્ષક આ ધારા- દીલ છીનવી લીઓછો પ્યારા
આપ દીલદાર છો અમારા- અમને છે શુખ દેનારાજી
છો તમે રક્ષક અમારા —દીલ
આ સભા તારી બહુ સોભે- દીલ મારૂ જોઇને લોભેજી
સદા બીરાજો શુખ દેનારા —દીલ
શુરીય ચંદ્ર સભામાબ્યેઠાછે- અગની દેવ પ્રવેસ કરેછેજી
અમ રાજા સભામા પધારા — દીલ
જોઇ સભા તારી શુખ પામે- મંડપ જોવાને સઉ આવેજી
છે નવા નવા રંગ ચલ કારા- —દીલ
સીંગાર તારો જોઈ જોઇ- મન મારૂં રહુછે મોહોઇ
આપછો અમારા પ્યારા- —દીલ

**લાલપરી** **ગાયન**

ગજલ (મરડાલસા જેવી કોઈ પ્રથવીમા નહી)

આપ રાજા છો સરવના- દેવના પતી
દેવના પીએજીછો- દેવના પતી —આપ

દેવ દુખ હરોછો આપ. રક્ષેણ સરવનું કરનાર
ઇંદ્રણી છે રાણી જેની- સ્વરે પેઅતી —આપ
પ્રકાસ તારો જગત વીસે, સઉ જાણેછે સાર
હુ સભા તારી જાઇને- આનદ પામતી —આપ
આસભા જોઉ તારી- જાઉ બલ હારી
આસા પુરોજો અમતણે- રહે ચરણે મતી —આપ

## લીલમપરી ગાયન

(ગઇ એય બે એક નહવા પલટ) એ રાહ

શુભ આસમો શુખનો દીશે- સભા તુજતણી ખીલી રહી
સામભા જોઈ બેહોસ થઈ- શુધ મારી વીસરી ગઇ —શુભ
રાખોછો અમપરમેહર રાયજી- કરોછો અમારી સાયજી
સઉ ગુણ તારા જોઇનેજી- જગતમા કીરતી ફેલાય રહી શુભ
શુરીઅ ચંદ્રથી સોભા ઘણી- બેઠોછે તુ સભા ભરી
તે જોઇ જાઉ વારી વારી- ધરજો દીન ઉપદયા સહી—શુભ

## સબજપરી ગાયન

## હોરી

પાય લગુ કર જોડી- સાયમ મારા ના ખોલો તમે હોરી
ગાય ચરાવા નીકરીહુછું- સાશુ નણ દરની ચોરી
ચુડડી મારી રગમાં ભોજોવી- વાત સાંભલો તમે મારી—સાય
છોડવી મારી હાથથી ગાંગર- જોરથી હાથ મરોડી
મારૂં દીલ ધડકેછે સાસ ચડેછે- મારી મહીની મટુકી ફોડી સાય
અબીલ ગુલાલ મારા મુખપર નાખો, સાડી રંગમાં બોરી
શાશુ હજારો ગાળો દેશે, મારા પ્યારા મને દો છડી—સા

ફાગ ખેલો તમે મોહન, શી ગત થાસે અમારી
પએ પડીને હાથ જોડું છું, હવે જાવા દીઓ મોરારી—સાય.

(વસીષ્ઠ પ્રવેશ કરેછે)

ઈન્દ્ર—માહાન રૂસી વસીશ્ટ આપના પધારવાથી મને ઘણો આનદ થયોછે બીરાજો આ આસને (વસીસ્ટ બેસેછે)

વસીસ્ટ—ઈન્દ્ર સદા તુ આનદમાં રહે ને તારી જય જય થાવ એવો મારો આસીરવાદછે. (વીસવામીત્ર પરવેસ કરેછે)

ઇન્દ્ર—રૂસી વીસ્વામીત્ર હું આપને વંદન કરૂંછું.

વીસવામીત્ર—ઇન્દ્ર હું વીસવામીત્ર રૂસીછું તે તું સમજેછેકે સરવે રૂપીઓમાં અચલ અને પ્રવીણી થઇ આવયોછું મેરૂ ગરત પકરીઊંછે અને શકરે મને ઘણી શકતી આપીછે તે શું તું જાણતો નથી. મારી ઇછાની સામે કોઇ થઇ શકે એવુંછે હુ ધારૂંતો બ્રમાહને બાલીને ભસમ કરૂં એટલુંજ નહી પણ ત્રમુરતી બ્રમાહ અને વીસણુ અને મહાદેવ એને પણ હું ધારૂંતો રોલી નાખું જે મને કોપાવે તેનો હું નાસ કરવાવારોછું, ને રીજાવે તેનો હું પ્રતીપાલછુ મારામાં સરવે પ્રકારની શકતીછે એવો હું રૂસી વીસવામીત્રછું.

ઇન્દ્ર—માહાન રૂસી વીસવામત્ર ઉગ્રત પકરવામાં આપની બરાબર કોઇ થઇ શકે એવું નથી આપ મુલમાંતો રાજા છો પણ રૂસીપદ મલવા માટે રાજયનો ત્યાગ કરી યુગનાયુગ વહી ગયા તોપણ આપતો મેહેરૂ પરવતના ગુફામાં ધીઆન ધરતા બેઠા હતા તો આપ સરવે શકતીવાનનો

કોપ ઉપજાવવાને ભયે ઉપજે તેમાં શી નવાઇછે રણખેત્રમાં જયે મેલવેછે તેમાં કાંઇ શુરવીર કહેવાએ.

વીસવા મીત્ર અહો દેવતાના રક્ષકતારી બીક અશુરોના નાઅક મા થાવ એવો મારો આસરવાદ છે

ઇદ્ર–અહો માનરૂસીઓ આપનામા ઇસવરી સકતીછે તેથી આપ આખા બ્રમાડમા ફરોછો અને કોઇ સ્થળ તમારાથી અજાણીઉ નથી તોહમત મારાથી જાણવા ઇછુંછું કે હાલમા ધરમનો જાણવા વારોને નીતી રાજ્ય ચલાવનારો કહો રાજાછે.

વસીસ્ટ–આહો દેવ પતી એવોતો અઓધ્યાનો રાજા હરીસચંદ્રછે તે સરવે પ્રકારમા સપનછે એ એક મારે સીસછે તેણી ઉપર દેવતાની કરપોછે

ઇદ્રિ–ઓ હો એમછે તે સાભલી મને ઘણો આનદ થયોછે એવા રાજાસરીખા આપનો સીસ થવા લાયકછે.

વીસવામીત્ર [કારઘમાન થઇને] બહુ સારૂ બહુ સારૂ ઇન્દ્ર તું પણ એટલો સેહલાઇથી બોલવાઇ જાએછે હરી સચંદ્ર જેવો ઘાતકી ને જુઠા બોલો કોઇજ નથી તે શું તું જાણતો નથી જેમાં ધરમનો તો લેસ નથી વશીસ્ટ તારામાં પણ ધરમનો લેસ નથી કે આ દેવતાઓની સમક્ષ ખોટા તડાકો મારવાની હીંમત કીધી.

વસીસ્ટ–વીસવામીત્ર તારા અઘટીત બોલે તારૂં દુરભાગ્ય થાએછે માટ તારૂં બેકાઇ ગએલું મન વસ રાખવાને હજી તારે શીખવાનુંછે માટે તારા અઘટીત બોલ પાછા સુધારી લે કે હરીસચંદ્રને અપમાન થાએ નહીં માટે તું તારા બોલ સુધારીને ખરૂં બોલ.

વીસવામીત્ર--વસીસ્ટ જે ખરૂં હોયતે કેહેવાય ધરમીક હોય તોતે ધરમીક કેહવાય અને જે હરીસચંદ્ર વીસેની જે ખરી રીતભાત હતી તે મેં કહી તેમાં એટલોબધો ખીજવાઇ સાનો જાયછે શું તારોશીસ સમપુરણજ હોવોજોઇયે જા ધીકારછે તને કે આ સભામાં આવીને અસત્ય બોલીઓછે તેમ મસટક ફાટીને ચુરણ થજો.

વસીસ્ટ—મારૂં કેહવુ સત્યછે ને તુંને ખાતરી ના થતી હોય તો તે સીધ કરી આપ કદી પુરથવી પેહેલે થાપ અથવા આકાસના તારા આઠમી જાય પણ હરીસચંદ્ર જુઠું બોલે નહી.

વીસવામીત્ર—તારામાં પણ સત્યનો લેસ નથી જા તું પણ નીરલજ્જ તારી વાત કદી માનવામાં નહી આવે, હરીસચંદ્ર જુઠું બોલતો આવીઓછે ને હજીપણ બોલશે જો તેનું ફલ તુ જોવાને રાજી હોયતો સતવર દેખાડું.

વસીસ્ટ—જા જા ગંડુ વીસવામીત્ર આંથી ખીસતો રેહે કાંઇ તું એમ સમજેછેકે શીઆલીઆના બીવરાવીઆથી સીંહ બીહીજશે બેસ બરાડા પાડતો ચુપ.

ઇન્દ્ર—અહો માહનરૂશી દેવતાવો સાંત થાવ સાંત થાવ જયારે તમારા જેવા રૂસીઓ કજીઓ લડાઇ કરશો તો તેનું સમાધાન કોણ કરશે તમે તમારા મનવીકારમાં મસ્ત છો તે તમારી ચાલની નીચ લોકોમાં હસી થશે માહનરૂસી વીસવામીત્ર વસીસ્ટ તમારો કરોધ શાંત કરો.

વીસવામીત્ર—ઇન્દ્ર તું એમ સમજેછે કે હું વસીસ્ટનો બીવરાવયો બીહી જાઉં.

ઇન્દ્ર—બહુ થયું રૂસીરાજ બહું થયું, સાંનત થાવો તમો બેહુમાં કોણ સાચુંછે અને કોણ જુઠુંછે તે વીશે હમારે કેહવાનું કાંઇ કારણ નથી પણ આ કામનો નીવેડો કરવાની એક સરત બકવી જોઇએ તે જીતે તે સાચો ઠરશે ને આ દેવતાની સમક્ષ ધણું માન મલશે.

વસીસ્ટ—ઇન્દ્ર તમે કહયું તે મારે માન્યછે ને મારો શીસ હરીસચંદ્ર કદી જુઠું બોલીઓ હોય અથવા હવેપછી બોલે તો મારૂં જે આખા ભવનું તપસચરીઆ કરીછે તેનું ફલ વીસવામીત્રને જાયે.

નારદ—કેમ રાજ્યરૂશી વીસવામીત્ર આનો શું વીચારછે.

વીસવામીત્ર—ઠીક કજીઓ કરાવનાર નારદ તું એમ સમજેછેકે તારે આ વસીસ્ટની પેઠે ખોટી બકબક કરવીછે કે જો સાંભલ હરીસચંદ્રની પાસે ખોટું બોલાવું નહીં ને ધરમના મારગ છોડાઉં તોડાઉં નહીં તો મેં જુગેજુગમાં ઉગરતપ કરયુંછે તેમાંથી અરધું તપ વસીસ્ટને જાયે હવે હું જાઉંછું. (જાએછે.)

---

## અંક પેહેલો પ્રવેશ બીજો.

### સ્થલ વનમાં રૂસીનું આસરંમ.

વનવાસી—(આસરમ પાસેજતાં)અરે અરે ભાઇ રાજા ઉપર દુખ પડવાનુછે તેનો વીચાર કરતા મારૂં હરદે ભરાઇ આવેછે પણ શું કરીએ જે આપણથી આસરો આપી સકાએ નહી એટલે લાચારછે.

બીજો-ભાઇ એમાં આશચરીય પામવાનું નથી આ દુની આછે તે દુખીજછે.

ત્રીજો-એ વાત ખરીછે જેનામાં ધરમછે તે દુખીજછે અને જેને જમમનો ફેરો ટલીઓ તે સુખી કહેવાયછે. ધરમીત માણસ પોતાનો આતમા ઓલખી શકે તોજ જગતના આતમાને જાણી શકે.

ચોથો-તેં વાત ખરી કહી પણ મનેતો તેનો ખેદ ઘણો થાયછે પણ શું કરૂં કે નીરઉપાયછું.

પેહેલો-ભાઇ જેમ આપણો ઉપાય નથી તેનો સોચ ન કરતાં ઇશવરી ઇછા વીચારવી એ વધારે સારૂંછે ચાલો હવે વીસવામીત્રની પાસે જઇએ નહીતો આપણે દખશે તો વલી કરોધમાન થશે (આસરમ પાસે જાયેછે).

મહારાજ વીસ્વામીત્ર હું તમને વનદન કરૂંછું.

વીસવામીત્ર-વનવાસીઓ તમે શું કરી આવીઆ.

વનવાસી-હમે આપણા કેહેવા પરમાણે રાજા હરીસચંદ્રને સરવે વ્રતાંત કહયો ત્યારે ખુશી થઇને કહયુંકે જેટલુ સોનુ જોઇશે તેટલું આપસ તેથી મહારાજ આપ પધારો.

વીસવામીત્ર-એમકે તારે તમે તમારે આસરમે જાવ તમે મારૂં એટલું કામ કરીયુંછે તેથી તમે શુખી થાઓ. (વનવાસીઓ જાયેછે) હા હવે હરીસચંદ્ર મારી સતાને સવાધીન થશે, એવી મારી ખાતરી થઇછે અને જુઠું બોલશે એવું મારા ધીઆનમાં આવેછે.

## અંક પેહેલો પ્રવેશ ત્રીજો.

### સ્થલ હરીસચંદ્રની દરબાર.

ચોપદાર—મહારાજા ધીરાજ હરીશચંદ્ર મહારાજને ઘણી ખમાઆય.

### ગાયન.

**કલાવતની** કારવો.

હરીસચંદ્ર તારી સભાની, ખુબી ખીલી રહીછે
ખુબ ખીલી રહીછે, ખુબ ખીલી રહીછે. હરી.
કીરતી તારી સારી, દુનીઆમાં બહુ ભારી
કહું શું મુખે, જાઉં વારી વારીરે. હરી.
ચંદ્ર સશીથી, અધીક શોભા વધેછે
શું કહું મુખથી, હું વખાણીરે હરી.

વીદુસક—મહારાજ આતો મારી ઉપર મોહીત થઇછે, પણ હું આ પાંખવારી સતીને શું કરૂં, મારે તો જોઇતી નથી.

પ્રતીહાર—મહારાજ બારરૂશી વીસવામીત્ર પધારીઆછે.

હરીસચંદ્ર—પ્રતીહાર તેને આદરમાન સહીત પરવેસ કરાવ

(વીસવામીત્ર પ્રવેસ કરેછે.)

માહાનરૂશી વીસવામીત્ર આપને વદન કરૂંછું.

વીસવામીત્ર –તારૂં સદા કલ્યાણ થાવ.

વીદુસક–મહાજ પાય ભાગુછું.

વીસવામીત્ર–ભવ ભાસણી ભવ.

વીદુસક–મહારાજ મારે ત્યાં હાલ્લાં ભાગાં નથી ભાગસે એટલે મોકલી દેઇશ.

હરીસચંદ્ર–મહારાજ રૂસી વીસવામીત્ર આપ અજ્ઞાન કારીઅ સારૂ મારી પાસે સોનું લેવાને આવીયા તેથી હું કતાર થયોછુ દાન દેવું એતો સેલછે પણ પાત્રદાન થાય તો ખરૂં કેવાય આપના જેવા તપસીઓના કામ આવેતો ભાગ્ય જોગજ મલે પણ મારાજ આપને કેટલું સોનુ જોઇસે.

વીસવામીત્ર–દાન કરવામાં તારા જેવો કોઇ નથી તારી ઉદારતા બલીના જેવીછે પણ મારે કાંઇ સોનુ વધારે નહી જોઇએ એક હાથી ઉપર માણુસ ચડી એક ગોફણનો ગોલો ફેંકે ટેતલું જોઇસે પણ મારે તેનો ખપ હમણાછે હો.

હરીસચંદ્ર–આપણી ઇછા પ્રમાણે આપવાની હું ત્યારી કરૂછું (પરધાને) સત્ય કીરતી સતવર આહીં એક હાથી મગાવે (અને ખજાનચીને) ખજાનચી આપણો ખજાનો ખુલો મુકો

સત્ય કીરતી–માહારાજ જેવી આપની આજ્ઞા.

વીસ્વામીત્ર–હરીસચંદ્ર સબુર, સબુર દાન કરવામાં તારી એટલી ઉદારતા જોઇ મને હરસ થયોછે પણ અગ્નનો પારંભ કરવાને હજી થોડી વારછે માટે એટલીવાર સોનુ તારા સવાધીનમાં રેવાદે.

હરીસચંદ્ર–બહુ સારૂં માનરૂશી જેવી તમારી આજ્ઞા, હું મારી પાસે રાખું છું જે વખતે આપને જોઇએ તે વખતે હાજર કરીસ (વીસવામીત્ર જાયેછે).

(ખેડુતો પરવેસ કરેછે.)

ખેડુતો–તરાહી, તરાહી માહારાજ બચાવ કરો, બચાવ કરો.

હરીસચંદર–રાજભગત ખેડુતો તમને શું દુખછે કે એટલાબધા શોકાતુરછો.

ખેડુત ગાયન.

લેલી લેલી પોકારૂં હું બનમે.—એ રાહ.

મારાજ સાંભલો ધરી ધ્યાન, વલી ગયો અમારો ગાણ
ખરૂં ધન્ય અમારૂં જેહ, ખેતવાડી જમીન એહ
તેને વીખરીને જંગલી પરાંણી, વાલી સરવે કીધું ધુળધાણી
ઉખેરી નાખે જમીનના ઝાડ, તેમાં કોઇ ન લે અમારી દાદ
મારાજ કરો હમારી વાર, જલદી જઇને વારોની ધાર
છે દૂખી હમે તારા બાલ, માટે મહારાજ કરોની વાર.

હરીસચંદર–મારી પરજાઓ તમે દુખી ન થાઓ હું આ વખત જઇને તેને હાંકી કાઢુંછું; મારા વાહલા ખેડુતો તમે કઈ ચીંતા નહી કરશો હું હમણાજ આવી તેનો નાશ કરૂંછું મારા સુરા સન્યાપતી આપણા શીકારી તથા સન્યા તઇઆર કરો.

સન્યાપતી– જેવી આગ્ના મહારાજ (જાયછે).

હરીસચંદ્ર–પ્રધાનજી હું એકદમ લસકર લેઇને જાઉંછું. તમે લશકર લેઈ રાણીને શાથે લેઇ મારી પછવાડે અવજો.
(જાયછે.)

## અંક પેહેલો પ્રવેસ ચોથો.

થલ હરીસચંદ્રનું લસકર.

**શરદાર** **ગાયન.**

ચાલો સીપાઇ સરદા ભાઈ
જુધ મચાવો આપણે જાઇ
મારી કાપી કરો લડાઇ
બાંધી કમરને ચલો સઇ —ચાલો.
હથીઆર હાથ ધરો
શંહાર શત્રુનો કરો
આશ પાશ ફરી વરો
ધરો અંગમા જોર ખરે ખરો —ચાલો.
જુવો હાથી શામે ફરે
શત્રુ દોદા દોડી કરે
આવે સપાટામાં તો મરે
કરેછે શોર બકારે અરે —ચાલો.

(જનાવરને મારેછેને હાંકી કાડેછે.)

**હરીસચંદ્ર.**

શીકારીઓ શાબાશ શાબાસ આજ તમે મારી ખાતરી પુરવક કામ કરીઊછે અને આપના સરવે દુસમનો નાસ થયા

છે ચાલો હવે આપણે આપણા લશકરને જઇ મલીએ ને રાણીની ભેટ લેઇએ.

(છાવણીમાં જાએછે.) (શીપાઇ પ્રવેસ કરેછે.)

સીપાઇ—અહો રાજા તમારા લશકર ઉપર ઘણોજુલમ ગુજરેછે. તેનો હું તમોને જાણ કરવાને આવીઓછું એક ભારે જોરાવર રાસક્ષની જુડ કરીને આવીઓછે ને અમેએવો કોઇ દીવસ પણ રાક્ષસ જોયો નથી એક તાડ શરીખો લાંબો અને વીકરાલ શરૂપ જોઇને અમેતો બીઇને મરીએ છીએ એના કોપની આગલ માણસ તો શું પણ દેવ પણ ઘણા બીધાછે તે આપણા શેહેર ઉપર આવીને પડીઓછે તેથી આપણા લશકરના સરદારો મારીઆ ગીઆછે.

હરીસચંદર—ભાઇઓ તમે બીશો નહી જીઆંલગી મારી ઉપર વીશ્વનાથની કરૂપાછે તીઆંલગી હું મારાં લશકરને કદીપણ દુખ પડવા દેનાર નથી કહી દશા ઉપર રાક્ષસ ઉભેલોછે તે કહે.

સીપાઇ—મારાજ આહીથી કંઇ ઘણું દુર નથી. આ પેહેલું જંગલ સામેછે તે ઓલંગીને જાયે તીઆં પાહડ જેવો દેખાયછે તેજ તે રાક્ષસ ઉભેલોછે.

હરીશચંદર—ભાઇઓ શબુર કરો ગભરાશો નહી હું આજ કાલ તેને બાણ મારીને નાશ કરૂંછું. (બાણ મારેછે) અને રાક્ષસ પડી જાએછે.

## ગાયણ.

### ગીતી.

વનમા નીલમર જલ ભરીજ તે શરવર પણે શોભતું
ફુલના તરૂ જોઇને મન માહારૂં લોભતું
ઘણું ઉજડ આ જગમાં બનીઉ ઉપના ઘણું બીરાજતુ
જાણે બગશમાન રણ અતી બીરાજતુ.
દેવકે દેવે આગના નીઆવજા હસે અ સ્થળ વીશે
ઘણું ચમતકારી આ જંગલમા મગલ દીશે
શોભતાં અતી ઓપતાં જલ વીશે કમલતો રહયાં
જુવો ધવલલાલ કાલા કમલતો ખીલી રહા
દીસે ઘણી કમોદની પત્ર મખમલ શમથઆં
તે ઉપર જલબીનદુ પડે તે રતન જેવા શોભીરીઆ
આ ખરા મધીઆનમાં પણ સુરીએનો કીરણો અશત થયો
કરી શકતો નથી હેવો તાપ પણ શીતલ બન્યો
માડવો બંધાઇ રીઓછે ચાલો હવે આ શામો બંગલો દેખા
એછે તીઆ જાઇએ

[જાએછે]

---

## અંક પેલો પ્રવેશ પાંચમો.

### સ્થલ બંગલાની અદરનો ઓરડો.

હરીશચંદ્ર (પલંગ ઉપરથી એકદમ ચમકી ઉઠેછે.) પીઆ હવે શવાર પડીગીઉ તેથી ઉઠુ અને આજ રાતના

શપનાનુ શરવે વરતંન કહું ને શાભલ અરે અરે શપનુ અશુચકછે તેથી મને ઘણી બીક લાગેછે.

તારામતી—પ્રોએ મારા જીવનો રખશક મારા પરાણના આધાર તમે હાવા વીચાર ભરેલા દીલમા કેમ છો.

હરીશચંદ્ર—મારી પ્રાણા પ્રીઆ આજ રાત્ર મને શપનુ સાધ્રુ તે અશુભછે તેથી તારી આગલ કેહેતાં તરાશ ઊપજે છે તેનો ઘણો ઉંડો વીચાર કરતા મારી છાતી ઘણી ગભરાઅછે પણ તે સ્પનાનો અરથ મારા સમજમાં બરાબર આવતુ નથી.

તારામતી—પ્રાણ પતી શ્પનાનો ભેદ આપના શમજવામાં નથી આવતો તો મારા શમજવામા કેમ આવી શકશે માટે આપણા મુખ્ય પરધાનને બોલાવો કે તે ઘણો શમજુ છે તેથી શરવે આપનો ભેદ કેસે.

હરીશચંદ્ર—પ્રતીહાર

પ્રતીહાર—માહારાજ શી આગનાછે

હરીશચંદ્ર—આપણા શત્ય કીરતી પરધાનને બોલાવીલાવ

(પ્રધાન પ્રવેશ કરેછે.)

શતીએ કીરતી આજ રાત્રી અમુને જે શપનુ આવીઉછે તેથી મારો જીવ ઘણો ગભરાઅછે તેનો ભેદ તમે કેઇ શકશો

સત્ય કીરતી—મહારાજ મારી અલ્પમતી પોંચસે તીઆં સુધી હું ભેદ પ્રગટ કરીયા વીના નહી રહું.

હરીસચંદ્ર—તીઆરે સાંભલો.

## ગાયન.

ઓખાહરણની રાહ.

પીતા મારો પામીઓ મરણ, બેઠો જઇ હું રાજા આસન
સ્ત્રી પરણીઓ હું પાંચ, તીઆરે થોડીએક થઇ વાર
એક સ્ત્રી જોગીને મેં આપી, બીજી સ્ત્રી તેની સાથે ભાગી
બાકી રહી તેમાંની ત્રણ, એક નાસી ગઇ તજીને પામી મરન
એક થઇ આંખે આંધી, ગઇ તજી મારૂં સુકન સાંધી
બાકી રહી એક મુજને વલગી. નહી થઇ મુજથી અલગી
એટલે આંખ મારી ઉંગડી ગઇ, એ કેવું સવપનું છે સઇ.

(સત્ય કીરતી દીલમાં વીચાર કરેછે.)

સત્ય કીરતી—સાંભલો મહારાજ પેહલી સ્ત્રી તમે જોગી ને આપી તે તમારી અહુધ્યા નગરીછે તે એક જોગીને તમોએ આપી તેથી બીજી સ્ત્રી તે અહુધ્યાની રાજગાદી તેપણ તેની સાથે ખોહી બેઠા એટલે બીજી સ્ત્રી પણ ગઇ ત્રીજી સ્ત્રી તારામતી તમારી સમક્ષ બેઠીછે તેનાથી પણ તમે વીખુટા પડશો, જે સ્ત્રીને અંધાપો આવીયો તે તમારીથી વીખુટી પડતાં આંધી કેવાસે તેજ, ને ચોથી સ્ત્રી તમારો પુત્ર રોહીતાસ્વર તેપણ તમને તજીને જશે ને અસરંવ તમારો ત્યાગ કરશે. એક સ્ત્રી તમારી જે સત્યતા તે તમારી સાથે ચોંટીને રેહશે. અરે અરે ઓ પ્રભુ તારે શું મારા રાજાને એવું દુખ પડશે શીવ શીવ પરમેશ્વર સ્વપના ઉપરથી મારૂં દીલ ઘણું ગભરાયછે મારો કંઇ વીચાર બેસતો નથી.

હરીસચંદ્ર--સત્યકીરતી આ કાયા ક્ષણભંગુછે તેથી તેનો સોચ કરવો નહી ચાલો આપણે છાવણીમાં જઇએ (સરવે જાએ છે).

(અંક પેહેલો સમાપ્ત.)

---

## અંક બીજો પ્રવેસ પેહેલો

### સ્થલ વીસવામીત્રનો આસરંમ.

વીસવામીત્ર–(મન સાથે) અરે આ સીયો ચમતકાર કે પેલે વખત જંગલી પ્રાણીઓને મોંકલીઆં તે પણ મરી ગયાં ને તે પછી મહા જોરાવર રાક્ષસ તેપણ મારીઓ ગયો પણ હવે મારે કાંઇ બીજે ઉપાય કરવો જોઇએ હવે મારી માયાથી અપસરા ઉતપન કરૂં કે તે ગાયન કરીને તેનું મન પીગલાવી નાખે તો પછી મારી આસા સમપુરણ થાયે.

(ધ્યાન ધરેછે ને બે પરીઓ ઉપરથી ઉતરેછે.)

અપસરાઓ–માનરૂસી વીસવામીત્ર અમારા સરખી તુછ દાસીઓને શી આગ્નાછે જે હોય તે કહો.

વીસ્વામીત્ર--કુમારી આજથી તમારી બરોબરી કોઇપણ કરી શકસે નહી એવું હું તમને વરદાન આપુંછું માટે તમારી નરત કલા તથા સગીત સાસત્રમાં તમે સમપુરન થશો

હવે તમે જાવ હરીસચંદ્રની પાસે નરત કરીને તે ને રીજવીને પછી તેના તુસટીદાનમાં તેનું રૂપેરી છત્ર માંગી લેજો જો તે ન આપે તો તમે તેના અંતસપુરમાં દાખલ થવાની માગણી કરજો એ રીતે કરીને મારી પાસે આવજો.

અપસરાઓ–જેવી આગ્ના મહારાજ જેમ હમારાથી તમારી પ્રસનસા વધસે તે રીતે વધારશું હવે હમે રજા લેઇએછે.

(અગન લેઇને જાયછે.)

---

## અંક બીજો પ્રવેસ બીજો.

### સ્થલ હરીસચંદ્રની છાવણી.

**અપસરાચો ગાયન**

કારવો.

તારૂં જોબન જગતને ભુલાવેરે
ભુલાવે ભુલાવે ભુલાવેરે. તારૂં.
છેલ છબીલો બની ઠની બેઠો
તેમાં લપટાણું મન મારૂંરે તારૂં.
હસી હસી ઘુંગટ ખોલું તુંજ પાસે
ફરી ફરી જાઉં તુંજપર વારીરે તારૂં.
ખુસીથી બોલો તમે રાજા
કરો હમપર મેરબાનીરે તારૂં.

આપો જોબનકેર દાન
માગુછું હું તો લાગી પાએરે          તારૂં.

## અપસરાઓ ગાયન

ગજલ.

અહો રાજા તું પર, વારીજાઉં વારીજાઉં
પ્રીતી તારી પાલવા હું ગુણ તારા ગાઉંરે          અહો.
હું રાજી રૂદેથી થઇ, સુંદર સ્વરૂપતા જોઇ
પાસ તુંજ આવતાં અંહી તેથી સંતોસ પામુ સહી–અહો.
મન મારૂં બ્યાકુલ થયું, દીલ તુંજ પાસે રહયું
તારા પ્રેમથી બંધાઇ ગયું ક્યારે દીલને સાંત દીઉં–અહો.
કરે મારૂ ચીતને ચોરવા, ચંચલાઇ તો કરે
ઉનમત ક્યાંએ સમાય નહી, જાણે ઝડપીને લઉં–અહો.
હવે બસથીઉં વાલમા જલદી ત્રપત મારૂં દીલ કરો
પડી પાયે માંગું એટલું, મુજ રદેમા સમાઉં–અહો.

હરીસચંદ્ર–સબુર સબુર હવે તમારે અતિસે પરીસરમ લેવો નહી એતો મારી ખાતરી થઇછે કે તમે સગીત સાસ્ત્રમાં સમપુરણછો પ્રધાનજી આ કલાવતનીઓને અલંકાર તથા પોસાકતુસટી દાનમાં આપો.

સત્યકીરતી–જેવી આગ્ના મહારાજ.

અપસરાઓ–મહારાજ અમને એનીતો કસી દરકાર નથી પણ સુરીયવસના રાજા તું જે છત્ર નીચે બેસીને જગતની ઉપર રાજય ચલાવેછે તે છત્ર અમને આપો.

સત્યકીરતી–એ સ્રીઓ તમે જે માંગીઉં તે રાજમાંની

એક વસતુછે તેથી તમે તે માગતાં એક મોટો ગુહનો ક રીઓછે પણ તમને અજ્ઞાન જાણીને જાતાં મુકુછું.

અપસરાઓ—બહુ સારૂં મહારાજ આપ અમને એ નહી આપી શકો તો કાંઇક અમને બીજું માંગવાની આજ્ઞા આપો પરેમ મહારાજ પરેમ.

સત્યકીરતી—અરે સ્ત્રીઓ આવા મહા પ્રતાપવાન રાજા પાસે આ અયોગય માંગણી કરતાં કાંઈ સરમ નથી લાગતી સોનું ઝવેર કપડાંલતાંની કાંઇ અંહી ખોટ નથી પણ આવા અયોગય વચન માન રાખવામાં આવસે નહી.

હરીસચંદ્ર—પેહરાગીરો આ સ્ત્રીને આંહીથી દુર કરો.

(પેહરાગીરો ધકા મારીને કાડે છે.)

(વીસવામીત્ર પ્રવેસ કરેછે.)

માનરૂસી વીસવામીત્ર હું આપને વદન કરૂંછું આપ એટલાબધા કરોધમાન કેમ દેખાવ છો.

વીસવામીત્ર—એ પાપી વેગલો રેહ મારા ચરણને અડીને અપવીત્ર કરીસ નહી નીરઅપરાધી પશુ પક્ષીનો ગાણ વાલી નાખયો અને રૂસીઓના આસરમમાં ગડબડાટ કેમ મચાવી રહયોછે તેં એ બીચારી ગરીબ સ્ત્રીને અપમાન કરીને બહાર કાહડી અને તેના દીલ દુખવીયાં, પ્રજાનાં પીડનારા એ અબલા બીચારી નરત કરવા અજાણતાં આવી તેને તીરસકાર કરી કાઢી હવે ફાડ તારી આંખો ને જો.

હરીસચંદ્ર—માનરૂસી મહારાજ જરા સાંત થાવ સાંત થાવ, મારા જેવા ગરીબ પ્રાંણી ઉપર કોપ કરવો ધટીત

નથી પણ જે રાજાના તાબાનો દેશછે તેનું રક્ષણ કરવુ એ રાજાનો ધરમછે તે સરવ આપણાથી અજાણીઉં નથી તો જયારે પશુ પક્ષીઓએ એયોધ્યાનો નાસ કરવા માંડીઓ તો મેં તેનો નાસ કીધો તે મેં મારો ધરમ વીચારીયો અને વલી એ સ્ત્રીઓએ મારૂં છત્ર માંગયું તો એ એક રાજનું ચીનછે કે છત્ર આપુંતો હું રાજય શી રીતે કરી શકું તમે એ અધરમ સ્ત્રી સાથે નીરગમન કેમ કરી શકું તેમાં મેં શો અપરાધ કરયો.

વીસવામીત્ર—ખરી વાતછે તું કપટકારીયમાંતો કુસલછે, આ દેશમાં એમ થતું આવીઉંછે એક માનસ બીજાનું ગલું કાપી નાખે ને કેસેકે મેં સો દોસ કરીયો (મન સાથે) આની સાથે બોલીને વીયરથ કાહડી નાખવાને હું આવીઓ નથી (પ્રસીધ) જા ઠગારા તારા પાપનું ફલ સતવર તું દેખશે.

હરીસચંદ્ર—મહારાજ ક્ષમા કરો. ક્ષમા કરો. મોટા પુરૂષનો એવો ધરમ છેકે ગરીબ પ્રાણી ઉપર દયાની નજરે જોવું.

વીસવામીત્ર—બસકર તારૂં બોલવું હવે મારો કોપ તારી ઉપર પ્રદીપત થયોછે.

તારામતી—માહાનરૂસી વીસવામાત્ર આપ જયારે હમારી ઉપર કોપાયમાન થશો તારે અમારે રક્ષણ માટ કોની પાસે જવું.

સત્યકીરતી—માહારાજ આપ દુવાસો તેમ કરયું નથી માટે હું હાથ જોડીને આપણી પાસે ક્ષમા માગુંછું.

વીસવામત્ર–મારૂં ધારીઉં કરવાને મને ત્રઇલોકમા અટકાવી શકે એમ કોઇ નથી હવે થા તઇયાર મારો સરાપ ગ્રહન કરવાને.

હરીસચંદ્ર–દયા કરો, દયા કરો મહારાજ દયા કરો.

વીસવામીત્ર–જાજી બકવા છોડી દે ને આ બાલકીની ઇછા પુરણ કર ને જો ના કહીસ તો જાણુકે હવે તારો પરેલેકાલમાં પણ છુટકો થવાનો નથી.

હરીસચંદ્ર–જોઇયે એટલું દુખ પડે પણ હું મારો ધરમ છોડનાર નથી જો તમે એ વીચાર જાવાદીઓ તો મારૂં રાજય અને સરવે સતા તમને તુસટીદાનમા આપું.

વીસવામીત્ર–(મન સાથે) આ રાજા કાંઇ એમ સમજે તેમ લાગતું નથી માટે હવે આ રાજય સતા મને આપે છે તો લેઇને પછીથી તેને જુઠું બોલાવીસ તોજ મારી ઇછા પુરણ થાશે (પ્રસીધ) હરીસચંદ્ર તું બોલીઓ તે પાલજે મીથીયા તો નહી થાય.

હરીસચંદ્ર–મારૂં વચન કોઇ કાલે ફરવાનું નથી આ રાજય હું આપણે અરપણ કરૂંછું.

વીસવામીત્ર–હરીસચંદ્ર તારૂં કલ્યાણ થાઓ, તારૂં નામ સરવેમાં પ્રખ્યાત રહો. (જાયછે)

---

## અંક બીજા પ્રવેશ ત્રીજો.

સ્થલ રસતો.

નાગરીક ૧–અરે અરે ત્યારે એમજ થયું થોડી વાર ઉપરતો રથમાં બેસીને જંગલી પ્રાંણીને અટકાવતા હતા

તેને દુખી જોઇને મારૂં રૂદે ફાટી જાયછે એટલુજ નહી પણ મારી આંખો આગલ આગના ભભુકા ઉડેછે અને મારા જીવમા જાણેકે તરવારના ઘા વાગેછે

નાગરીક ૨–ભાઇ રાજા ને રાણી બેઉ એક એક વસ્ત્ર પેરીને જાતા હતા તેને જોઇને મારી છાતીમાં અગનીથા ભડકા ઉઠીઓને કાયાના કોલસા થઇ ગયા.

નાગરીક ૩–ભાઇ જ્યારે એવો બનાવ બનવા માંડીઓ તો હવે આપણથી શેહેરમાં કેમ રહી શકાય ભાઇ હવે આપણે પણ આ રાજય સમસાન જેવુ થઇ જશે હવે આ રાજમા રહીને શુ કરશુ અરે આ સામેથી કોણ આવેછે.

(હરીસચંદ્ર પ્રવેસ કરેછે.)

નાગરીકો ૧–માહારાજ આપ આ સ્થીતીમાંછો તે જોઇને મારૂ હરદે ફાટી જાયછે અરે અરે આપ હમારો ત્યાગ કરસો તો હમે સેરમાં રહી કેમ શકશુ.

નાગરીક ૨–મારાજ હમને તજવાનો તમે ત્યાર થીઆ તો હવે હમારાથી કેમ રેહી સકાસે.

નાગરીક ૩–મારાજ હમે તમારાથી જુદા રેહેવાના નથી હમેતો તમારી ભેરા આવશુ.

હરીશચંદ્ર–માંરી મયાલુ પ્રજા મે મારૂં રાજ રૂસી વીસવામીત્રને દાન કરીઉછે માટે હવે તમે સરવે વીસવામીના હુકમાં રેજો. [હવે હું જાઉછું.]

નાગરીકો–નહી નહી મારાજ હમે તારી ભેરા આવશુ.

હરીશચંદ્ર–હજી હું દેસવટો લઇ જાતો નથી વીસવામીત્ર ને રાજય હભીસક્ર કરવા જાઉછું માટે તમે પણ ચાલો

[કરીને જાયછે.]

# અંક બીજો પ્રવેસ ચોથો.

## સ્થલ વીસવામીત્રની રાજ્ય સભા.

ચોપદાર–રાજ્ય રૂસી વીસ્વામીત્ર માહારાજને ઘણી ખમા આ અ. (આસાન ઊપર બેસેછે.)

હરીસચંદ્ર–માહારા મંટલીક રાજાગો તથા મુખ્ય પ્રધાન આ દીને હું વીનતી કરીને કહુંછુંજે આજથી તમે સરવે રૂસી વીસવામીત્રની સેવામા રેવુ હવે તમારા રાજયનો અધીપતી રૂસી વીસવામીત્રછે તેથી હવે તેના હુકમમાં રેજો.

મડીલીકરાજા–જેવી તમારી આગના માહારાજ

પ્રધાન દરબારીઓ–આપની આગ્ના હું મારે માથે ચડાવુંછુ.

હરીસચંદ્ર–રાજયરૂસીવીસવામીત્ર હવે અમને જવાની રજા આપો એટલે અમે જઇએ અને આપ માણુસને હમારી સાથે મોકલો એટલે હમે તેને શુનુ આપુ.

વીસવામીત્ર–બહુ સારૂ માડ ચાલવા હમારૂ માણુસ સવારના તારી પાસે આવસે.

હરીસચંદ્ર–આ ક્ષણે હું ચાલવા માંડુંછું અને આ ગામના દરવાજા પાસે આપના માણુસની વાટ જોઉછું.

(ચાલવા મડેછે.)

બીસવામીત્ર–હરીસચંદ્ર શબુર શબુર એક વાર તારા મોઢથી એમ કે ડે કે આ રાજ્ય મે તમને આપીઉ નથી એટલે બસને તુ દુખી સા માટે થાયછે.

હરીસચંદ્ર–આપની કીરપા મારા ઉપર ઘણીછે તો પણ આપનુ બોલવુ મારાથી માન્ય રાખી સકાય તેમ નથી મે

આ રાજય સરવે આપણને અરપણ કરીઉછે તે કદી પણ લેનાર નથી.

વીસવામીત્ર–(મન સાથે.)આએ મુરખને કોણ સમજાવે જેના કરમમા દુખ આવ્યુ તેને કોણ અટકાવે(પરશીધ)ક ર તારે તારૂ શુજતુ જા આહીથી ચાલવા માડ.(જાએછે.)

[મનસાથે]હવે એ કયા જવાનોછે એને દુખી દુખી ક રીને મારી ઇછા પુરણ કરીસ વસીસ્ટ એમ જાણેછેકે એ નાથી શુ થવાનુછે પણ હુ એને પેલે કાલમા પણ છોડ વાનો નથી. [જાએછે]

---

## અંક બીજો પ્રવેસ પાંચમો.

સ્થલ નદીનો કીનારો.

### ગાયન.

(સીતાના મહીનાની.)એ રા

હરીસચંદ્ર–પ્રાણપ્રીઆ ચાલ.મુજ સાથ પ્રવાશીને આસરે
તીર સર જુના ઝાડ હેઠે. રેવુ આજ રાતરે
મારી વાલી પામીસ નહી ખેદ, ધરીસ નહી મન વીખે
ઉદાસી કરવાથી સરે નરી અરથ. દુખ સેવુ હવેરે શુએ
ગઇ વસતુનો નહી લાગ, મલવાની નહી આસરે
કેની કરીએ ઇછા કેમ, ફલ તેમા શુ મળે

નશીબે લખ્યુ તે થાચ, ભવીસ આવું તે ખરૂ
જેમ વીધાતા એ લખ્યા લેખ, તેનો વીચાર શુ કરૂ
પેલા ભવનું પાપનું ફલ, હવે આપણે ચાખીએ
રૂસીને કીધુ આપણે દાન. એવુ મન રાખીએ
પુત્ર માહારા રોહીતાસ્વર, એક વાર મે વીચારીયુ
મુજ પુઠે થસે તુ રાય, તે સરવે વ્રથા ગયુ
બાલ પણમા મારા બાલ. પાડો દુખ જાળમા
પણ સપડઓછે વીર, લાવીસ નહી કાઇ મનમા
પ્રીઆ ચાલો આ સામના જાડ નીચે આપણે વીસરાતી
લઇએ એટલે વીસવામીત્ર કેઇ દાસને મોકલસે.
(જાએછે ને ત્યા જઇ બેસેછે.)

નાગરીકે—( પછવાડે દોડીને.) હરીસચંદ્ર મારા રાજા અમને આ પરમાણે તજીને જસો અમે કાઇ પણ રીતે તમોને માઠુ લગાડીઉ નથી કે તમો આ પરમાણે દેસ વટોલઇને જાઓછો પણઅમે તમને એકલો જાવા દેવાના નથી તમે જ્યા જસો ત્યા હમે તારી પછવાડે પછવાડે આવશુ હ મને હમારા જીવની ફીકર નથી હમને હમારા કુંટબની પ રવાર નથી અમો કાઇ પતીની પરવા રાખતા નથી તા રા જેવા રક્ષક રાજય છોડી જાએ તારે હમારાથી સી રીતે રહી સકાય માટે હમેતો તારી ભેરા આવશુ. (રડેછે.)

હરીસચંદ્ર—નાગરીકો વીલાપ કરશો નહી મે મારી મેલે રાજય રૂસી વીસવામીત્રને અરપણ કરીઉછે તે તેનો કસો દોસ નથી હવે તમે વીસવામીત્રની પરજાછો માટે તમારે તેના હુકમ પરમાણે વરતવુ જોઇએ માટે પાછા વલો ને તેના હુકમી વરતો (એટલે સરવે જાયછે.)

(સન્યા અધીપતી તથા કારભારીઓ આવેછે)

સન્યાપતી—મારાજ અમેતો આપની સંગાતે આવશુ આપ વીના અમે રેહી સકીએ નહી હમે આપનુ નીમખ ખાધુ તે શુ આ રીતે તમને છોડી દેવાને શુ આપ વીસવામીત્રની બીક ધરાવીબ ઓધ્યાનો ત્યગ કરીને જાવછો અરે વીસવામીત્ર એટલે બધો બલવાનછે એના જેવા પવીત્ર બામણને આ દગઇ કરવી ઘટે નહી તો પણ પોતાના ધણીને મારે તેને મારવામા કાઇ પાપ નથી.

હરીસચંદ્ર—અરે નહી મારા માણસો મારા જેવા આ ઘટીત માણુસને માટે એવા અ ઘટીત વીચાર કરશો નહી જાવ પાછા વલો ને વીસવામીત્રની સાથે સલાથી વરતો.

સન્યાપતી—નહી મારાજ નહી એમ બનેજ કેમ એવા પાપી બ્રામણને મારવામા કાઇ પાપ નથી લાગવાનુ.

હરીશચંદ્ર—(મનસાથે.)આના રૂદીએ કેવાકઠોછેકે નીચ કાંમકરવાનુ ચીતકરેછે(પરસીધ. આહો માર મીત્ર તમારા રૂદે કેવા કઠોરછે કે દુસ્ટ કરમ કરવાને તયારછે આવી દુસ્ટ વાસનાની વાદીયો વીસવામીત્ર જેવા રૂસીને રાજ્યની દરકાર થઇતો મારે તેની દરકાર નથી જાવો તમે પાછા વલો ને તેના હુકમ પરમાને વરતો

સન્યાપતી બહુ સારૂ માહારાજ તમારી એવી ઇછા છે તો અમે જઇએ.

(જાએછે.)

વીસવામીત્ર—વીચાર કરતા કરતો ચાલો જાએછે.)
મારા ધારવા પરમાણે પાર ઉતરૂં નહી હવે મારે સ્યો વી

ચાર કરવો (હરીસચંદ્રને)એ પાપી તુ તારા માણસોને ઉસ કેરી ને મારો જીવ લેવાને તયાર થયોછે એ દુસ્ટ ઠગારા તુ નીરદયેછે.

હરીસચંદ્ર—આપ જે મારી ઉપર અપરાધ મુકોછો તેથી હું મુંકતછુ તો પણ મારાથી કાઇ અજાણમા અપરાધ થ ઇગીયો હોયતો મુને ક્ષમા કરો.

વીસવામીત્ર—એ મુંઢુ તારી હઠલાઇનુ ફલ તને સત વર મલશે જો જે હવે મારો સપાટો.

(ધ્યાન ધરેછે ને એક દાસ આવીને ઉભો રહેછે.)

નક્ષત્ર—માહારાજ વીસવામીત્ર સી ઓગનાછે.

વીસવામીત્ર—નક્ષત્ર તું આ હરીસચંદ્ર અને તેની સ્ત્રી અ ને તેનો છોકરો તેતારા સ્વાધીનમા રાખજે અને તેની પાશે થી આપણુ સોનુ લેજે (નક્ષત્ર ને એક આતે.) જો આપ ણે કાઇ સોના સાથે કામ નથી ફકત એક વાર એની પા શે જુઠુ બોલાવજે (પ્રસીધ) એ માટે તારે જે ઉપાઅ લે વા ઘટે તે લેજે પછીથી પાછો મારી પાસે આવજે.

નક્ષત્ર—બહુ સારૂ મારાજ જેવી તમારી આગના ચાલ હવે મારા હુકમ પરમાણે.

[જાએછે]

અંક બીજો સમાપ્ત.



# અંક ત્રીજો પ્રવેશ પેહેલો

## સ્થલ જંગલનો રસતો.

(સત્ય કીરતીને આવતો જોઇને.)

હરીસચંદ્ર—સત્યકીરતી તુ આમ અધરમી કેમ થયોછે તારા રાજ્ય પ્રતે ધર્મ કેમ ચુકી ગીયો અને આહી કેમ આવીયો મારા વીસેની વાત તારા મનમા જરા પણ લાવીશ નહી જ્યારે કોઇના માણુસ મરી જાયછે તો તે પણુ તેની પછવાડે મરેછે તુ સમજુછે એટલે જાણુ સમજાવુ જોયે જા ભાઇ તુ પાછો વલને વીસવામીત્રની સેવા કર.

સયકીરતી—મારા રાજા મારા છત્ર મારા માથાના મુગટ તમે એમ બોલસો નહી રાજ્ય સતાનીહું પરવાર કરતો નથી પઇસો મારે મન ધુલ બરો બરછે હું મારૂં જીવતર એક તસલા બરાબર ગણુછું મારો તારા ઉપર પેરેમ તેજ મારૂ ધનછે મારી સરવે વસ્તુ એકજછે તે કાઇ તારા કરારમા મુને વેચીઓ નથી હુતો એક તારોજ અને તારોજ વેચાણુછુ તો મારાથી તુને મુકીને એ કક્ષણ પણ જુદો કેમ રેવાય.

હરીસચદ્ર—પ્રધાન મારા સ્યાણા પ્રધાન તુ મારી આગના ઓલગન કરેછે એ તુને ઘટે નહી અને મારી સાથે મરી સ્રીઆ અને પુત્ર એ બેજ મારી સાથે રેવા જોઇએ તેથી તુ હવે પાછો જા.

સત્યકીરતી—ત્યારે તમને અને છોકરો વાહલોછે ને હું ન

શકે પણ માહારાજ તમે મને ભેરે નહી તેડી જાવતો હુ આજ ક્ષણે મારો પ્રાણ મારે હાથે કાડી નાખીસ.

(કટાર મારવા જાયછે તયા હરીસચંદર હાથ પકડી લેઅછે)

હરીસચંદ્ર—અરે મારા વાલા મીત્ર તું સુ કરેછે તારે તારો વીચાર એમ છે તો તુ પણ ચાલ મારી સાથે તારા કરમમા પણ હમારી ભેરૂ દુખ્ય લખીઉ હસે.

સત્કકીરતી—મારા માથાના મુગટ જઆરે આતમા જાય તારે હરદે પણ ભેરો જવો જોઅએ તેથી આપ જાવો તારે મારે પણ આવુ જોયે.

(સરવે આગલ ચાલવા માડેછે.)

રોહીતાસ્વર

## ગાયણ.

### ગજલ.

અરે મુજ પીતા પીઆરારે. તપેછે અંગતો મારૂ
ધરતી તાપ આવે જે. સરીર બલેછે મારૂ —અરે
જાઉ કયારે ઓ બાપ, સેવાતો નથી અગની તાપ
તાપથી જાઅછે મારો પ્રાણ, બલેછે અંગતો મારૂ—અરે
અરે ઓ બાપ કરૂ હુ કેમ. અરે માત વીના જાઉ કીયા
બચાવો મારા માતને તાત. નહીતો જાસે પ્રાણરે મારૂ—અરે

તારામતી—મારા વાંલા પુત્ર તુ દુખી ના થા તને દુખી મતો જોઇને મારૂ દે ફાટી જાયછે અરે જેને મખમલની તરાઇઓમા હુડીમા રેલ તે આ રેતીમા કે જેમા પગ મુકી સકાતો નથી એવી તપેછે તેમા ડોડવુ પડેછે અરે અરે હવે હુ શુ કરૂ. (રડેછે.)

હરીસચંદ્ર—આ ધરતીની સપાટી આગની પેઠે બલેછે તે આપણને બાલીને ખાક કરેછે આ મારૂ છોકરૂ પણ કરમા ઇ જવા આવયુછે તેને આસરો આપવે ને તારામતી રડે છેને હુ સકડ બંધ થઇને ઉભોછુ.

સત્યકીરતી—રોહીતાસ્વર મારા વાલા રોહીતાસ્વર તુ હ ઇ આવ હું તુને તેડી લીઉ. (તે તેડી લીએછે.)

હરીસચંદ્ર—પ્રાણપીયા આવ તારૂ કોમલ સરીર તપતું હસે તેથી આવ હું તેડી લેઉ આવ વાલી આંવ.

તારામતી—નહી પઆરા નહી એમ બનેજ નહી આપ સુકો મલ સરીરથી ઉગ્ર તાપ સેહેન કરોછો તે કરતા મારૂં સરીર સુ કોમલ હોવું જોએ નહી અને વલી આપ મારી પાસે રઆછો ત્યા શુધી આ તાપ શુ પણ તેથી વીસેસ તાપ પડે તો પણ વધારે લાગનાર નથી માટે આપ મારી ચાનતા ના કરો.

નક્ષત્ર—હરીસચંદ્ર—આ ઉગ્ર તાપથી મારૂં સરીર બલેછે તે તુ મને તેડી લે (હરીસચંદ્ર તેડી લીએછે.] આ ઘોડે ચાલવાની બહુ મજા પડેછે.



# અંક ત્રીજો પ્રવેશ ત્રીજો.

સ્થલ કાસી વીસ્વ નાથનુ ; દેરા.

સાધુ સરવે

## ગાયન

(પ્રભુ એક તુજમા.)એ રા

પ્રભુ છો દીન દયાલ મોરારી
ભગતી અમે કરીએ તારી —પ્રભુ
જપ તપ ધ્યાન રૂદેમા ધરતા
ભગતી અમે કરીએ તારી —પ્રભુ
ધરીએ ધ્યાન રૂદેમા તારૂ
ભગતી લીધી અમે માગી —પ્રભુ
વીસવનાથ તું આધાર અમને
લેજો અમને ઉગારી —પ્રભુ
ભગત જન તુજ આધારે
રાખીએ તુજપર ભરોસો ભારી —પ્રભુ
દીએ મુગતી અમને પ્રભુજી
કરીએ સેવા અમે તારી —પ્રભુ

[હરીસચંદ્ર પ્રવેસ કરેછે,]

હરીસચંદ્ર—ચાલો આપણે આ કાસી વીસવનાથના દરસણ કરીએ

તારામતી—બહુ સારૂ ચાલો (જાયછે.)

